Reg No. 14

# ભેદ ભુલવણી

નાટકનાં ગાયનો.

શ્રી સરદાર વિજય નાટક કંપની.

બાલાસીનોર. /35

પ્રકાશક—મહંમદ જમીયતખાન.

એચ. એચ. ધી નવાબ સાહેબ—બાલાસી

આવૃત્તિ પહેલી.

સને ૧૯૨૧.

કીંમત ૦)

(—૧૫૨૯

# ભેદ ભુલવણી

## નાટકનાં ગાયનો.

---

**શ્રી સરદાર વિજય નાટક કંપની.**

**બાલાસીનોર.**

પ્રયોજક–વ્યાસ શીવશંકર હરજીવન.
સાજણુ ટીંબા (ભાવનગર.)

પ્રકાશક–એચ. એચ. ધી નવાબ સાહેબ–બાલાસીનોર.
મુ. બાલાસીનોર.

---

અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦
સને ૧૯૨૧. સંવત ૧૯૭૭.

---

કીંમત બે આના.

ॐ तत्सत् प रमात्मने नमः

# લેખકના બે બોલ.

( છપ્પા. )

શ્રીરાજ બાલાસીનોરાધીપતિ, નૃપરાજ જમીયત શ્રી ભૂપતિ;
નરરત્ન મહીં છો નરેન્દ્રપતિ, સર્વજ્ઞ સુગુણમય છો નૃપતિ.
વાણી રસાળી વીવેકવૃત્તિ, નિત્ય ન્યાય પરીક્ષ પમાવી મતિ;
બહાદુર બહાદુરીમાં છો અતિ, નૃપરાજ જમીયત શ્રી ભૂપતિ.
સાચી ટેક અને વીરતાએ ધૃતિ, કળાકૌશલ્યતા અલૌકીક કૃતિ;
હેરત પમાડે છે અમને અતિ, ત્રિલોકી તુજ રાજ આહા સુમતિ.
બળવંતા બહાદુર બાબીપતિ, જગમાં તુજ માન વાધો કીર્તિ;
જશવંતા જશમય જામો અતિ; નૃપરાજ જમીયત શ્રી ભૂપતિ.
બીનવારી પ્રમાણે પ્રજાની પ્રીતિ, પિતા પુત્રયતણી સંભાળી છે રીતિ;
યશ અમર રહો તમ કાન્તિ રતિ, ધ્રુવરાજ સમાન રહેજો પતિ.
તમ માન મહીમા મહોટપ અતિ, જગમાં જયકારે ગવાજો અતિ;
ખાનશ્રી બહાદુર છો ગુર્જરપતિ,
ઘણું જીવો જમીયત શ્રી ભૂપતિ.

લી. સેવક
શીવલાલ હરજીવનના
કુર્નીશ માન્ય કરશોજી.

ॐ तत्सत् परमात्माने नमः

श्री

# ભેદભુલવણી નાટકનો ટુંક સાર.

પૂર્વવૃતાન્ત નેપાળના મહારાજા બહાદૂરજંગ પ્રત્યે તેના નાના ભાઇ નાહારજંગે પોતાની રાણી સરલા ઉપર વ્હેમ આવવાથી તેઓને મારી નાંખવાનું કામ પોતાના મિત્ર સેનાપતિ નહારજંગને સોંપવું. વફાદાર નહારજંગે હુકમને શીર ચડાવી વખતને માન આપી. પોતાના અન્નદાતા બહાદૂરજંગને તથા રાણી સરલાદેવીને કાલીંના પહાડોમાં એક ગુપ્ત સ્થાનમાં લઇ જવું. નહારજંગે નાહારજંગને વ્હેમમાં નાંખનાર પાપી ઝેરીમલજંગનો નાશ કરી. નાહારજંગને રાણી સરલા તથા બહાદૂરજંગનો નાશ કરી આવ્યાનું સાબીત કરી આપી સંતુષ્ઠ કરવો. થોડી મુદત બાદ નહારજંગનું પોતાને કોઇ સન્યાસીએ મારી નાખ્યો. એવી ખોટી અફવા ફેલાવી પોતાના દેહને અદ્રશ્ય કરી પોતેજ સન્યાસીનાં રૂપમાં સંસારની રંગભૂમી પર સ્વામી નૃસિંહસ્વામીનાં નામથી જાહેર થવું. નાહારજંગના અત્યાચારના ડરથી વફાદાર સરદાર રણમલજંગનું બહાદૂરજંગની રાણી સુલોચના તથા કુમારી ઉષાને લઇ પહાડોમાં ચાલ્યા જવું, અને જંગલમાં ઝુંપડી બાંધી દુ:ખનાં દિવસો વીતાવવા. રાણી ગર્ભવતી હોઇ જંગલમાં તેજસ્વીકુમાર જે સુર્યપુરનો ભાવી ગાદીવારસ નાટ્યનો નાયક નરેન્દ્રકુમારનો જન્મ થવો. આ નાટ્યની શરૂઆત અહિંથી થાય છે.

# અંક ૧ લો.

## મંગળાચરણ-વસ્તુસુચના.

પ્રારંભમાં—સુત્રધારનું પરમાત્માનાં ગુણગાન કરતાં દેખાવું. બાદ નટીનું આવવું. પોતાના પતિને કાર્યની શરૂઆતમાં ઉત્સાહી જોઇ તેના કાર્યને દીપાવવા સમ્મત થવું.

પ્રવેશ ૧ લો.-( સ્થળ-જંગલ, પર્ણકુટી )—રાણી સુલોચનાનું મરણ સેયાએ પડેલાં દેખાવું. મરણ સમય નજીક ભાળી રાણીએ સરદાર રણમલને પોતાનાં બન્ને બાળકો સોંપવાં, તથા પોતાના પર વિપત્તી પાડનાર દુષ્ટ નાહારજંગ પાસેથી વૈરનો બદલો લેવાનું રણમલને સુચવી ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી વીરબાળાનું સ્વર્ગમાં ચાલ્યા જવું. બંને નિરાધાર બાળકોનું જતન રણમલનાં શીરે આવવું. કોઇ ગુપ્ત સ્થળે બન્ને બાળકોને લઇ જવાની રણમલની ઇચ્છા થવાથી જવાની તૈયારી. તેવામાં પાપી નાહારજંગનું આવવું. રાણીને ચિતામાં બળતી જોઇ તેનો ખુની રણમલને ઠરાવી ઘાયલ કરી કેદ કરવો, બાદ ઉષા તથા કુંવરને ઉપાડી લઈ જતાં એકાએક સન્યાસીનું આવવું. ઢોંગી નાહારજંગે મહાત્માથી ડરી ચાલ્યા જવું.

### ટેબલો.

પ્રવેશ ૨ જો.-( સ્થળ-જબલપુરમાં, ગબલરામનું ઘર )—જબલપુરમાં એક પાખંડી બ્રાહ્મણ ગબલરામનું પોતાની લુચ્ચાઇને પરદેશમાં પ્રકાશવા જવાના વિચારમાં ગોથાં ખાતા દેખાવું. એટલામાં તેના ખરા સ્નેહિઓ ધતિંગ પાર્ટીના મેમ્બરોનું આવવું. બધાએ એકમત થઇ કાંઇ નવું ધતિંગ ઉભુ કરી

પરદેશમાંથી પૈસા ઉપાર્જન કરી લાવવાનું નક્કી કરવું. એ બદમાશોની બ્હેન દેવલી ભોગણનું આવવું અને તેને પણ ધતિંગ ધારામાં દાખલ કરીને પરદેશમાં જવાનું નક્કી કરવું,

પ્રવેસ ૩ જો-( સ્થળ-આશ્રમ પાસેનું જંગલ )—મહાત્મા નૃસિંહસ્વામીનાં આશ્રમમાં આનંદથી વિચરતી ઉષાનું સખિઓ સાથે શ્રી ગંગાજી મહાતમ્યનું વર્ણન કરતાં દેખાવું. સખિઓ સાથે મીઠી મશ્કરી. બાદ સન્યાસી નૃસિંહસ્વામીનું આવવું. રણમલને છોડાવવા નાદરજંગ પાસે જવાનું ઉષાને કહેવું. ઉષાનું અકળાવું. કુમાર મહેન્દ્રને રક્ષણ અર્થે બોલાવેલ છે કહી બાળાને આશ્વાસન આપી નૃસિંહસ્વામીનું વીદાય થવું. લાગ જોઇ નાદારજંગના પુત્ર બહીરજંગનું ઉષાનું હરણ કરવા આવવું. વખતસર મહેન્દ્રે આવી બહીરજંગને નસાડી મુકી બાળાનું રક્ષણ કરવું. પ્રેમીઓનું પ્રેમમાં જોડાવવું.

મહેન્દ્રના નિમકહલાલ મશ્કરા નટખટનું સાથે આવવું. પ્રેમીઓની પ્રથમજ મુલાકાત. આનંદ.

પ્રવેશ ૪ થો. ( સ્થળ નાદરજંગનો આવાસ)—નાદારના હવાઇ વિચારો. બાદ તેના કુમાર બહીરજંગનું નાસીપાસ થઇ આવવું. નાદારજંગે પુત્રને પાણી ચડાવવું. ને દગાથી મહેન્દ્રને મારી નાંખવા મોકલવો. ત્યારબાદ નૃસિંહ સ્વામીનું અહસ્રરના રૂપથી એ દંભી નાદારજંગનો દંભ જોવા આવવું. અન્તે સન્યાસીના રૂપમાં જાહેર થઇ મેદાનમાં શત્રુપણું જાહેર કરવું. મહેન્દ્રે આવી કારાગ્રહમાંથી રણમલને છોડાવવો; રણમલનું નાદારજંગ સમક્ષ આવવું. તેવામાં મહેન્દ્રે આવી નાદારજંગનો ઘાવ કરવાની તૈયારી કરવી. મહાત્માની દયા. નાદારની મુકિત.

ટેબ્લો.

પ્રવેશ ૫ મો. (સ્થળ. ધવલપુરમાં ગુલજાર ગુણકાનું મકાન)—ધવલપુરમાં ગુલજાર ગુણિકાને ત્યાં ધતિંગપાર્ટીનું દેખાવુ. દુનિઆને છેતરનાર ગુણિકાને પણ મૂંડવાના વિચારોમાં આનંદથી દારૂના દોર પીતા ધતિંગ પાર્ટીનું દેખાવું. ગુલજારનું આવવું. ખોટા આડમ્બરથી બીચારી ગુણિકાને આળી નાંખી તેની માલ મિલ્કત ઉપાડી. તેને મારી નાખવાના વિચારમાં મગ્ન થવું.

પ્રવેશ ૬ ઠો (સ્થળ જંગલનો માર્ગ)—મહાત્મા નૃસિંહ સ્વામીનું રાજતૃષ્ણાના ખોટા દમામને ધિક્કારતા દેખાવું. મહેન્દ્રને ઉષા તથા કુમારને સોંપી નાદારજંગને નીચો બેસાડવાના વિચારમાં ગુંથાવું, એટલામાં યોગીની સરલાનું આવવું. પતિને સમજાવવા તથા યમધામ સુવાડવા જવાનું નકી કરવું. વફાદાર રણમલનું પણ તેની પાછળ જવું. સ્વામીનું એ ભેદીના ભેદનો પાર કોણ પામ્યું છે. ભાવીને કોણ પહોંચી શક્યું છે વીગેરે વર્ણન કરતાં કરતાં જવું.

પ્રવેશ ૭ મો.-(સ્થળ મહેન્દ્રજંગનો મહેલ)—પ્રેમઘેલી ઉષાની સાથે મહેન્દ્રનું પોતાના અવાસમાં વાર્તાવિનોદ કરતાં દેખાવું. પતિ પ્રેમી હર્ષઘેલી હઠીલી ઉષાની નિર્દોષ હઠીલાઇ, નાદારજંગના પુત્ર, બહીરજંગનું નૃસિંહ સ્વામીના લુંટારા યોદ્ધા તરીકે આવી બનાવટી સ્વામીનાં નામની પત્રિકા મહેન્દ્રને આપવી. મહેન્દ્રે ગુરૂની મદદ માટે જવું. બહીરજંગે ગફલતનો લાભ લઇ ઉષા તથા કુંવરનું હરણ કરવું. નિરાશા.

ટેબલો.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો-(સ્થળ દાર્જીલીંગની ગુફા)—નાહારજંગની પુત્રિ સરયુને સ્વામીનાં લુટારા યોદ્ધાનાં વેષમાં પોતાના વ્હાલા મહેન્દ્રને મળવા જતી જોઈ સરયુને સ્વામીનો લુટારો યોદ્ધો સમજી બહીરજંગે રસ્તામાંથી તેને પકડવી. ઝડતીમાં ચીઠીનું દેખાવું. ચીઠી વાંચી સરયુને કેદ કરી ગુફામાં મોકલી દેવી. વીરનારી સરયુનું પ્રેમનો ભંગ થતાં બાપપર ક્રોધે ભરાવું. આપ્તાકાંત મહેન્દ્રનું ગુરૂ રક્ષણ અર્થે આવવું. સરયુનું ઉપકારી તરીકે જાહેર થઇ શત્રુ તરીકેનો દાવો ધરાવી ચાલ્યા જવું. બાદ બહીરજંગનું આવવું. બન્ને વીરો વચ્ચે વાક્ય યુદ્ધ. સરયુએ પ્રતાપગઢ પાસે છાવણી નાંખી પડેલા મહેન્દ્રના લશ્કરને ચેતાવવું, બહીરનો દગો બંદૂકથી મહેન્દ્રને ઘાયલ કરી નાસવું. સરયુનું બાઇ ઉપર બંદૂક છોડતાં દેખાવું. ગોળીનું ખાલી જવું. મહેન્દ્રનુ ઉપકારીને વચન આપવું, સરયુએ વખત ઉપર આવી વચન માગીશ કહી પ્રેમીના મુખનાં દર્શનથી તૃપ્ત થતાં જવું.

પ્રવેશ ૨ જો-(સ્થળ-જંગલનો રસ્તો)—નૃસિંહ સ્વામીને ખબર આપવા નટખટનું જંગલમાં દેખાવું. દેવલીને ગોતવા જમલ-પુરથી નીકળેલા દેવલા મોચીનું પણ એજ જંગલમાં વિશ્રાન્તિ લેવા આવવું. દેવલાનો કલ્પાંત, સ્વામીનું પધારવું. નટખટે મહાત્માંને દરેક વાતથી પરીચિત કરવા. બાદ સરયુએ આવી મહાત્મા સમક્ષ પોતાથી થએલા અપરાધની ક્ષમા માગવી તેમજ મહેન્દ્રના બચાવનાર તરીકે જાહેર થવું. નૃસિંહ સ્વામીએ બાળાપર ખુશી થઇ મહેન્દ્રને મેળવી આપવાનું વચન

આપવું. સરયુનું જવું. સન્યાસીએ જયા તથા નટખટને ધવલપુર જવાનું સુચવી જવું. બાદ જયા તથા નટખટનું બેધીક પ્રેમયુદ્ધ. જયા તથા નટખટ સાથે દેવલાનું ધવલપુર જવું.

પ્રવેશ ૩ જો. ( સ્થળ—નાહારજંગનું શયન ગૃહ. )—નરાધમ નાહારનું સ્વપ્નામાં લવતા દેખાવું. રાણી સરલાનું શક્તિ સ્વરૂપે આવવું. પતિવ્રતાએ પતિને મારતાં અચકાવું. બાદ નાહારજંગનું જાગવું અને સરલાને સન્મુખ દેવી રૂપ જોતાં ગભરાવું સરલાંએ પોતાના પતિને પોતાના ઉપરથી ભ્રંશ મુક્ત થવા સમજાવવો. નાહારજંગે ન માનવું. કેદ કરેલ કુમાર નરેન્દ્રને મારી નાખવા મગાવવો. રણમલનું જાહેર થવું, નાહારજંગના નાશની તૈયારી. સરલાએ રણમલને અટકાવવો. રણમલની સાથેનાં માણસોએ કુમારને સહી સલામત રીતે લઇ નાસવું,

## દેખાવ.

પ્રવેશ ૪ થો. ( સ્થળ-સુર્યપુરનો રાજમાર્ગ )—ધવલપુરમાંથી ગુલજારનું ખુન કરી, તેની માલમીલ્કત લઇ ધતિંગ મંડળીનું શહેર સુર્યપુરમાં આવવું. ઉતરવા માટે સારા મકાનની તપાસ કરતાં નાહારજંગના પુત્ર બહીરજંગનું આવવું. દેવલી મોગણુ સલુણારાણી જે ધતિંગ મંડળીની બ્હેન તેનાં ઉપર આશક થવું. મહારાજા બોદારસીંગ ઉર્ફે ગબલરામની મુલાકાત કરી વાહનનો બંદોબસ્ત તેમજ ઉતરવા માટે પોતાના ખાસ ગેસ્ટ હાઉસમાં બંદોબસ્ત કરી આપી જવું. દેવલાએ ધતિંગનાં કારસ્થાનો જોઇ ખુશી થવું.

પ્રવેશ ૫ મો. (સ્થળ-કુમાર બહીરજંગની વીહાર વાટીકા)-

વીરધારી સરયુના પ્રેમનો ભંગ થવાથી ઝેરી નાગણ સમ પોતાના ભાઇ બહીરજંગ ઉપર વેર લેવા આવવું. સલુણા રાણીને લઇ બહીરજંગનું બગીચામાં આવવું. વાત ચિતના પ્રસંગમાં બહીરજંગે ભુલથી ઉષાનું નામ લેવું. દેવલીનું ચીડાવું ને કુમાર બહીરજંગને ઝેર આપવાનો વિચાર કરવો. સરયુએ પરભાર પાપ જાય છે, એ સાંભળી શાન્ત થવું. ત્યાર બાદ ધતિંગ મંડળીનાં સેક્રેટરી મી. ડબલરામનું દેવલીને બોલાવવા આવવું. દેવલીનું જવું બાદ બહીરજંગે ઉષાને બોલાવવી પરંતુ એ પતિવૃતા ભગીરથી એકની બે થઇ નહી. નાદારજંગે આવી બહીરજંગને પોતાના પ્રયત્નો નિષ્ફળ થયાની ખબર આપવી. સલુણાને પરણવાના ઠસ્કામાં ગુમ થએલા, બહીરે, નાદારજંગને તમામ વાતથી વાકેફ કરવો. બાપ દીકરાનું જવું. લાગ જોઇ સરયુએ જાહેર થઇ ઉષાને મહેન્દ્ર મેળવી આપવાનું સાહસ ઉઠાવી એ ચતુર બાળાએ ઉષાને પણ ઉપકાર તળે દાબી ઉષાનિ લઇ ત્યાંથી રવાના થવું.

પ્રવેશ ૬ ઠો ( સ્થળ—ધતિંગ મંડળીનો ઉતારો ગેસ્ટ હાઉસ) શોક્ય બાબત રીસાએલા સલુણા કુંવરનું વીલે મોઢે આવવું મહારાજા બોદારસીંગનો કુમાર બહીરજંગ ઉપર ક્રોધ શરાબમાં ઝેર આપી મારી નાખવાનો વિચાર, કુમાર બહીરજંગનુ આવવું મહારાજા બોદારસીંગનો કોપ, બહીરજંગનુ માફ માગવું, માફીના બદલામાં મહારાજાએ ખુશી થઇ બહીરજંગને શરાબમાં ઝેર આપી કાયમને માટે સુવાડી દેવો.

પ્રવેશ ૭ મો ( સ્થળ—બહીરજંગનો મહેલ )—સલુણાના પ્રેમમાં લીન બનેલા કુમાર બહીરજંગનુ આવવું. સરલાએ આવી

પુત્રને સબોધ આપી પાપ કાર્ય કરતાં અટકાવવો, હેની અસરથી બહીરજંગનુ અચાનક મરણ, નિર્દોષ રાણી સરલાએ નાદારજંગ પોતાના પર વિશેષ વ્હેમાશે જાણી આત્મહત્યાની તૈયારી કરવી. નાદારજંગનું આવવું અને બહીરજંગના ઉપર રાણીને હાથમાં છરો લઇ ઉભેલી જોઇ નાદારજંગ વિશેષ વ્હેમાઇ સરલાને પુત્રઘાતી બનાવી જલ્લાદોને સ્વાધીન કરી તેનું મસ્તક કાપી લાવવાનું કાર્ય સરદાર નરવરને સોંપવું. નિર્દોષ રાણીનું કરૂણાજનક આક્રંદ નિષ્ઠુર નાદારજંગની નિર્દયતા.

ટેબલો.

---

## અંક ૩ જો.

---

પ્રવેશ ૧ લો ( સ્થળ–મહેન્દ્રજંગનો આવાસ )—મહાત્મા-નૃસિંહ સ્વામીનું મહેન્દ્ર કને આવવું ગફલતથી થએલ ભુલનો ઠપકો આપવો, વીરના કર્તવ્યને ભુલનાર મહેન્દ્રને વીરત્વ વાણીથી મેણાં મારી ઉશ્કેરવો બાદ સરયુનું ઉપાને લઇ ઉપકારનું વચન લેવા આવવું. મહાત્માએ મન વચન કર્મથી મહેન્દ્રને બાંધી સરયુનો હાથ સોંપવો બન્ને રમણીઓ વચ્ચે બીચારા મહેન્દ્રના પ્રેમની વહેંચણુ.

પ્રવેશ ૨ જો ( સ્થળ–જંગલનો રસ્તો )—નટખટનું એજ જંગલમાં પાછું આવવું. જયાનું ટેલીઆદ પેઠે, તેની પહેલાં દેવલાને લઈ હાજર થવું જયાનું અંતિમ મંડળીનાં

પંજામાં ફસાવું પરંતુ દેવલાએ નટખટને જયા બાબતની વાતથી માહીતગાર કરવો નટખટે જયાને ધતિંગ મંડળીનાં કારસ્થાનો સમજાવી વાકેફ કરવી ને બચાવવી બાદ ધતિંગ ધારાનો ઉદ્ધાર કરવા તેમજ ધતિંગ મેમ્બરોને જેલની જાત્રા કરાવવાની તૈયારી કરવી વચમાં પ્રેમનાં કોયડા મારતો જયાને રમાડી પોતાની બનાવવા મથતા રમુજી નટખટની હાસ્યજનક લીલા.

પ્રવેશ ૩ જો ( સ્થળ–વધ સ્થાન )—સરદાર નરવરનું નિર્દોષ રાણી સરલાને લઇ વધ સ્થાનમાં આવવું. મહાત્મા નૃસિંહ સ્વામી એ આવી નરવરને સમજાવવો નરવરે પોતાના પિતા નહારજંગને મારનાર સન્યાસીને જોતાં ઉશ્કેરાવું તેવામાં નૃસિંહ સ્વામીનું નરવર જંગ પ્રત્યે નહારજંગના રૂપે દેખાવું; મહાત્મા એ રાણી સરલાનું નિર્દોષપણું જાહેર કરવું નાહારજંગને સીધે રસ્તે ચડાવવાના વિચારમાં પોતાના પુત્રને ઝૂરતો રાખી વીદાય થવું નાહારજંગનું આવવું, નરવરનું બદલી બેસવું, નાહારજંગનો વિશેષ ક્રોધ તેવામાં રણમલે આવી નાદારજંગને કેદ કરવો. પાપીને પાપની સજા સદા મેવ જયતી.

પ્રવેશ ૪ થો (સ્થળ–જંગલ. ધતિંગ મંડળીનું આશ્રમ )—જંગલમાં જોગીનાં રૂપમાં ધતિંગ મંડળીનું દેખાવું જયાએ ધતિંગનું ભોપાળું ખુલ્લું કરવા ચાતુરી વાપરવી. દેવલાનું પણ જયાની સાથે જઇ સમય સાધી ધતિંગના ભોપાળાં ખુલ્લાં કરવા માંડવાં. દેવલાને મારી હાંકી કાઢવા ધતિંગ મંડળીનું તૈયાર થવું, તેવામાં પોલીસપાર્ટી તથા નટખટ જંગે આવી.

મહારાજા બોહારસીંગ તથા તેમના અમલદારો વીગેરે સર્વને કેદ કરી જેલમાં લઈ જવા.

પ્રવેશ ૫ મો. ( સ્થળ—અંતઃપુર. ઉષાનો આવાસ )—પ્રેમઘેલી હઠીલી ઉષાનું યોગણ થઈ જંગલમાં જવાના વિચાર કરતાં દેખાવું એવામાં એકાએક સરયુનું આવવું. ઉષાને મર્મથી સમજાવવી. બાદ કુમાર નરેન્દ્રનું આવી પોતાની બ્હેનને વિચિત્ર વેષ પહેરેલો જોતાં નિર્દોષ બોલથી શીખામણ આપવી મહાત્મા નૃસિંહ સ્વામી તથા મહેન્દ્રનું આવવું સરદારો નરવર તથા રણમલે આવી. નાહારજંગને કેદ કરવાનાં સમાચાર કહેવા સર્વનું કુમારને લઈ સૂર્યપુર જવું. બાદ મહેન્દ્ર તથા યોગણ ઉષા તેમજ સરયુ સાથે શૃંગારીક મશ્કરી સરયુનો શુદ્ધ પ્રેમ બન્ને બાળાઓનો વિશુદ્ધ પ્રેમ જોઇ મહેન્દ્રનું મગ્ન થવું. સર્વ સ્થળે દામ્પત્ય પ્રેમ સદા એવોજ રેહો.

પ્રવેશ ૬ ઠો ( સ્થળ કચેરી )—સરલાએ મહાત્મા નૃસિંહ સ્વામી પ્રત્યે કુમાર નરેન્દ્રને જલ્દી રાજ્યાસન પર બેસાડવાની ઇચ્છા પ્રદર્શિત કરવી બાળ રાજાએ સરલા દેવીને શીર પર તાજ પહેરવા કહેવું દૂખીયારીએ પોતાનાં તાજને બચાવવા કહેવું, સ્વામીએ નાહારને બોલાવવો અભીમાનીનું આગણું અંધનું અહંકારમાં ગરજવું. સૂર્યપુરના મહારાજા બહાદૂર જંગનું જાહેર થવું સ્વામી નૃસિંહ સ્વામીનું નહારજંગના રૂપમાં જાહેર થવું. બે ઝેરી અંકુશ જોતાં મદાન્ધના સત્તું હેઠું બેસવું. કરેલા પાપો યાદ કરી પશ્ચાતાપ કરવો બાદ સરયુ તથા ઉષાએ પોતાના માતા પિતાઓને મળવું બન્નેનો મહેન્દ્ર જંગ સાથે

હસ્ત મીલાપ, પ્રેમની પ્રસાદીમાં નટખટ તથા જયાનું સાર્થક થવું તેમજ બન્નેનું લગ્ન ગાંઠથી જોડાવું ત્યાર બાદ ધતિંગ મંડળીનાં મેમ્બર ગબલરામભાઈનો પશ્ચાતાપ. નાદારની દયા સુરસ્તે ચડવાની ભલામણ દેવલાને દેવલી સોંપી ગબલરામનું ધતિંગથી દૂર થવું. વફાદારોને વફાદારીનો યોગ્ય બદલો આપી કુમારનું રાજ્યાસન પર આરૂઢ થવું શાન્તિના નાદ સાથે ખેલનું સમાપ્ત થવું.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



ॐ

# શ્રી મેહબુલવણી નાટક.

## મુખ્ય પાત્રોના નામ.

### પુરૂષ પાત્ર.

સુત્રધાર—નાટકનો નાયક.

બહાદુરજંગ—સૂર્યપુરનો મહારાજા.

નરેન્દ્રજંગ—સૂર્યપુરના મહારાજા બહાદુરજંગનો પુત્ર બાળી ગાદીવારસ.

નાહારજંગ—બહાદુરજંગનો નાનો ભાઇ કાળો નાગ.

મહેન્દ્રજંગ—ધવલપુરનો નરેશ.

બહીરજંગ—નાહારજંગનો પાપાત્મા પુત્ર.

નહારજંગ—સૂર્યપુરના મહારાજા બહાદુરજંગનો વફાદાર સેનાપતિ.

સન્યાસી નૃસિંહસ્વામી.

રણમલજંગ—કુમાર નરેન્દ્રજંગને બચાવનાર વફાદાર સરદાર.

નરવરજંગ—નહારજંગનો પુત્ર.

નટખટજંગ—મહેન્દ્રજંગનો રમુજી પાસવાન.

| | |
|---|---|
| ગબલરામ<br>ડબલરામ.<br>છેલશંકર.<br>વેણીરામ. | ધતિંગ મંડળીના મેમ્બરો<br>વર્ણશંકર બ્રાહ્મણો. |

દેવશી—જબલપુરનો મોચી, દેવલીનો ધણી.

એ સિવાય સિપાઇઓ—જમાદાર—નોકર, વિગેરે



# સ્ત્રી પાત્રો.

---

નટી—નટી.

બાળાઓ—બાળાઓ.

સુલોચનાં—સૂર્યપુરનાં મહારાજા બહાદૂરજંગની રાણી.

સરલાદેવી—નાદારજંગની પતિવ્રતા રાણી.

ઉષાકુમારી—સૂર્યપુરના મહારાજા બહાદૂરજંગની પુત્રી. પછીથી મહેન્દ્રજંગની રાણી.

સરસ્વતી કુમારી—નાદારજંગની પુત્રી, પછીથી મહેન્દ્રજંગની રાણી.

જયા—ઉષા કુમારીની સુલક્ષણી સહચરી.

દેવલી—દેવલા મોચીની વહુ ધતિંગ પાર્ટીની સલુણા રાણી.

ગુલજાર—ધવલપુરમાં રહેનાર એક ગુણિકા.

એ સિવાય સખિઓ નાયકાની છોકરીઓ દાસી વીગેરે.



ॐ

तत्सत् प मात्मन नमः

श्री.

# ભેદભુલવણી નાટકના ગાયનો.

મંગળ સ્તવન.

સુત્રધાર— 1

શ્રી રાધાવર સુખ કર શ્યામ દુખહર,
ગિરીધર શ્રીવર વ્રજ વનિતા મનહર;
આનંદકારી નિર્વીકારી વિશ્વવિહારી વિભુવર,
ભેદ ભુલવણી તુજ ખેલવણી,
ભુલી મનુષ્યો ભુલે ભુલવણી.
પાર ન પામે તુજ કૃતિ કેલવણીનો,
ભાન જ્ઞાન ભુલી નાચે મોહપટ પર.
નાથ નિરંજન દુખ દલ ભંજન મદન,
મોહનવર મુજ મન રંજન.
ઘટ ઘટ વ્યાપક, જળ સ્થળ સ્થાપક.
શાન્તિ શાન્તિ ૐ. શ્રી રાધાવર.

બાળાઓ— ૨

ભેદ ભરેલી ભુલવણીનો કોઇ ન પામે પાર,
ગર્વ ગણિત હીરણ્યાક્ષપ ગણતો,
ગૌ બ્રાહ્મણ નીશદીન નીચ કણુતો,

ધરી નૃસિંહ અવતાર, કર્યો ઠાર.
અધમ અધર્મી રાવણ રાજા,
મહાંધ્વીની નહોતી મદમાજા,
ધરી રામ અવતાર, કર્યો ઠાર.
કુટીલ કંસનો ગર્વ ન જાતો,
ફરતોતો ફુલી મદમાતો,
ધરી કૃષ્ણ અવતાર, કર્યો ઠાર.
બ્રહ્મા શેષ મહેષ વિરામ્યા,
ભેદ ભેદીનો લેશ ન પામ્યા,
મનુષ્યના શા ભાર, શા ભાર.

ઉષા— 3

હાય જનેતા ક્યાં ગઈ તું છોડીને નિજ બાળને,
ફરી રઝળતાં કીધાં ભમતાં ને રખડતાં બાળને,
ઓથ વીના રાખી ક્યા સ્વર્ગે સીધાવી માતરે,
થઇ વિધાતા વેરી અમપર લઇ ગઇ મુજ તાતરે,
જઇ રહેવું ક્યાં જનેતા ને વિસરવું દુઃખરે,
ગઇ ખરે ચાલી કરી તુજ બાળને વિમુખરે.

ધતિંગ મંડળી— ૪

આજ કાલ દંભેથી દુનિયા લોભાય છે,
સાચા પિડાય છે જુઠા પુજાય છે,
ઢોંગી ધુતારાઓ ધુતી હરખાય છે,
હરવા ધન ખુશી કરી મન ધતિંગ ધાય છે,
થાવા પ્રસાર ધારો પરદેસે જાય છે.

ઉષા-સખિઓ— ૫

અધમોદ્ધારની દલ દુઃખ નિવારની,
ગંગાજી... ... ...
આદર્યો યત્ન ભગિરથે ભારી તું કારણ જાહ્નવીની,
હરશીરે ચડી ઢળી વહી કુળ સગર તારની.
થાયે પવિત્ર પતિત તુજ ચર્ણોદકે પુનિત પાવની.
વિપ્ર તિરસ્કાર સ્વામી જગંનાથ પામ્યાજ નાતની
ભક્ત ઉધારણ કારણ ચડી તું પગથી બાવની.
થાયે પવિત્ર પતિત તુજ ચર્ણોદકે પુનિત પાવની.

ઉષા-સખિઓ— ૬

શીદને શરમાએ આધી જાએ ના કરમાતું વેલી,
જાઓ મુજને ના તરસાવો સતાવો શું સાહેલી;
સમજી શાણી તુજ દીલ વાણી પી પાણી રસ વેલી.
ના અકળાતું અલબેલી બે પુષ્પ સુગંધ મદઘેલી,
શરમાઈ ઉભી છે તું શીદ તાણી ઘુંઘટ ઘેલી;
મહેન્દ્ર મોહન હરશે જોબન વરજે તું વર ઘેલી.

મહેન્દ્ર-ઉષા-નટખટ— ૭

સ્નેહ સાચો નિભાવજો ઓ પિયુ મારા,
દીન દીલનાં દુભાવશો;
સારસ જોડી પ્રિતિ ચોડી જગમાં જોડી રહે છે જેમ.
મિન રહે નહિ વારી વીના જેમ,
જાણજો દાસીની નેમ નહી ધારશો મન વ્હેમ;
નિર્મળ તારો નેહ છે પ્યારો જીવ જતાં હું ચુકું કેમ,

દીપક પર જેમ પડે પતંગ તેમ,
આપીશ આહુતી એમ, નહી ધારશો મન વ્હેમ;
ગડબડ ગોટો થઇ ગયો જોટા આ નટખટનું હવે થાશે કેમ.
હે પ્રભુ મને વાંઢો રાખીશ નહી,
મીલાવજે કોઇ એમ, મારૂં રવાગ હું પણ એમ.

ઉષા–સખિઓ— ૮

મારી મૃગલી તને કોણે લગાડી લગની,
ઘુંઘટ ખોલ ખોલ ખોલ.
વાંકા વેણ વદો છો શીદને મુખથી બોલી બોલ બોલ બોલ.
વેણી તારી કેમ વીખાણી વસ્ત્ર થયા ધુળ ધાણી;
હેમ વીંટી વળી ક્યાંથી મળી કોઇ પ્રેમની એંધાણી.
મૂર્છામાં મનમોહન નીરખી લાજે ઘણી લજવાણી,
કર સાહો કંપી ગઇ આપી આગળીએ એંધાણી;
છૂપાવે ચોરી શાને અલી, આ જયા ગઇ છે પીછાણી;
મૃગ મૃગલીની વાત રસિલી અમથી નહિં અજાણી.
ધાયો સિંહ પાછળ મૃગલીના થઇ મૂર્છીત ભય આણી,
આવી મૃગલે બંચાવી મૃગલી સૌ મૃગલાની નીશાની.

ગુલબાર— ૯

જેને મળવું હોય મળી લ્યો એકદમ વીજળી જાય છળી,
જેને તરવું હોય તરીલ્યો એકદમ હોડી જાય તરી;

ચાહું ગોરસની લઇ ગોળી લચકાઇ જાણે બારે ભોળી.
રસ પીવો હોય તો પીય કરી લ્યો, જોબન ગોરસ જાય ઢળી,
ખીલી જોબનની ફૂલકળી પંકજ વીણુ જાએ એતો બળી;
ચુંટી લેવી હોય તો લઇ લ્યો કરમાતી જાએ ફૂલ કળી.

ધતિંગ મંડળી— ૧૦

જમાવો અજબ ધતિંગનો ઢંગ,
ચલાવો જગમાં દેવલીનો દંભ;
ગુલજારને ખબર પડશે કોણુ બલા કયાં કયાં નડશે.
નીશો બાઈ કેવો ચડશે જામશે જાલીમ રંગ
જેવર પહેરીશ હું ઝાઝા પગથી વગડાવીશ વાજાં
ઝણુકાથી ઝણુકે ઝાઝા બદન છે મુજ તંગ.

નૃસિંહ, મહેન્દ્ર— ૧૧

મારા શૂરવીર ધીર ગંભીર, જઇ દુશ્મનને હણુ પીર,
પર ઉપકાર કરી પામર પર, ધાજે તું ધરી ધીર.
રણુજંગે રણુ પાછો ફરીશ નહી,
ઓ સેવક તું દુઃખથી ડરીશ નહી.
વિર વિક્રમ મુજ વીર.
અકર્માંના અહંકારને સાહી કરીશ હું સ્થિર,
નાદાર જંગનો નાશ કરી. મારીશ મૂર્ખ બધીર.

પછાડી પૃથ્વીપર પાપીને ચડી પીઇશ ક્ધીર,
ઓ પ્રભુ હું પાછો ફરીશ નહી, પ્રલય દેખી દુઃખથી ડરીશ નહિ.
હણીશ હરામી ધરી ધીર.

નૃસિંહ— ૧૨

ભાવી ભુલાવે તેને કોઇ ન જાણે કરનારો ના કળાય,
બદલી બુદ્ધિ ઇંદ્ર તણી, ઓલ્યો ગૌતમ ગોથાં ખાય.
શ્રામે શીલા થઇ પતિના પ્રભુ ચરણે નારી થાય.
ઇક્ષ્વાકુના અવતારી તનને નીચ ઘેર રહેવું થાય.
કફન કારણ મળે ન કોડી સતિ રોતી સ્મશાને જાય.

મહેન્દ્ર, ઉષા, સખિઓ—નટખટ— ૧૩

જાવ હઠીલા ભોળીને ભરમાવો ના જાવ હઠો,
નહોતું ધાર્યું કીસ્મતમાં નિરમાશે આમ.
મળશે વેરણ મુજ કોઇ બીજી મોજ મનાવા કાજ;
આપી દીલ એને કરો ચુમી પ્રેમે, જાઓ નહી તરસાવો રાણી,
વ્હેમ વિહારી વ્હાલી મારી દે ઉષે ન થાવું નિરાશ.
મુજ સાવિત્રી તુજ વીણ બીજી નાર ગંગોત્રિ માત સમાન.
સહીયર શાણી શીદ બોલાવે શું પડ્યું અમ કાજ,
શોદ કરો ચાળા, સતાવી બાળા જાઓ જાઓ શરમાવો રાજ,
ભેળી થઇ આ મહીલા મંડળી મારા બાપુને ડરાવે આજ.
ડ્બાવે ભોળાને આ છોડી ગોળાને,
હત તમારી માની મીંદડીઉ આજ.

મહેન્દ્ર, ઉષા, સખિઓ— ૧૪

પ્રિતમ પ્યારા;
વિજય વરી વાલમ વહેલા આવો.
એ...ગૃહી સર શક્તિ સમરમાં,
અરીદળ અફળાવી વિજયી થાવો;
વિજય કરો દુશ્મન દળ ઘેરી.
વેરી વીખેરી.
રણજંગે રણમાં હણજો ક્ષણમાં;
તાતી તલવારે સંહારોરે જઈ નિર્દય ઝેરી.
કર અસી ધારી શત્રુ સંહારી,
મારીશ નાદાર વેરીને, દુશ્મન દળ ઘેરી.

અંક પહેલો સમાપ્ત.

# અંક બીજો.

**મહેન્દ્ર, સરયુ—** ૧૫

જા સુખે શાણા આવી વચન તું લેજે.
મનની મને કહેજે.
અંતરમાં નહી ઓછું આણીશરે.
જીવજાન તુંને મારો જાણીશરે.
આ શીર માગી લેજે.
સ્નેહ સદા મમ રહેજો નિભાવીરે;
કરશો ના દુખી દીનને દુબાવીરે,
સાથી સંગાથી રહેજે,

**નટખટ-જયા—** ૧૬

હોડલી મારીરે હાલી હલી,
બેડલી મારીરે ડુબે ના ભલી.
જાઓ આઘા આવી અનાડી સતાવો શીદને દાડી દાડી.
શરમની હેલીરે હાલી હલી;
નાવીક નાં રખડાવજે હોડી દઇશનાં ભવ દરીએ છોડી
વારજે નવેલીરે...

**ધતિંગ મંડળી** ૧૭

ચાલો ધતિંગનો ઢોંગ લઇ વાહજી વાહજી,
ચાલી ઓ દેવલી મારી બેન.
માણીશ સુખડાં મન ગમાને જુગતે જમીશ કંસાર.
ક્યુકારે હું ઝઝેડી નાખુ બધીર બહીર ગમાર...

વાંઢી વરણાગી તારા માટે આ ગજલ થશેરે ગમાર;
બતાવીશ ફુકડાં ઝુકાડી ઢુંકડાં મારજે કસી કટાર.

સરયુ— ૧૮

આવો મોહન વહેલા યૌવન મદ ઝલકાઇ જાય છે,
ખૂબ નવ પલ્લવ ફળ ડાળી, લચી લચકાઇ જાય છે.
ઉછાળી અંગ અનંગ ઉરમાં ઉછાળા મારે.
જમાવી જોર મદન બાણુ મદવાળા મારે
અંતર ખોલી બોલું છું તો મુખ મલકાઇ જાય છે.

ઉષા-સરયુ— ૧૯

જઇ દેજો ધૂતારાને મારો આદેશ,
મધૂ બાળા તણો જાય સુણી સંદેશ.
લાવી આપીશ તારો હું સ્વપ્નાનો પ્રાણેશ,
હાર હૈયાનો હીરો જો મારો જડે,
પ્રેમી પંથી પ્રવાસી કો નજરે ચડે
લાવી દેજો મારા દિલડાનો દુર વેષ.

ધતિંગ મંડળી— ૨૦

હીંગળાદ ન્હાવાને જઇએ મારા બાપલા,
હીંગળાદ ન્હાવાને જઇએ.
નવરાવી ધારાને પાપ ધોઇ તરીએ મારા બાપલા.
હીંગળાદના લોકોને ખબર પડશે જ્યારે.
ગુણી ગમલરે દેખાશે.
તાજ ઉતરી માથે ટાલ દેખાશે ત્યારે

આ શી ફજેતી એની થાશે મારા બાપલા,
હીંગળાહનાં લોકોને ખબર પડશે જ્યારે દેવલી સલુણાં દેખાશે.
જરીયન ઉતરી જાશે થેપાડાં દેખાશે ત્યારે
શરમમાં મરી જાવું થાશે મારા બાપલા
હીંગળાહના લોકોને ખબર પડશે જ્યારે
દેવલો કાકો દેખાશે.
લઈ શાપીને જ્યારે ફરી વળશે ત્યારે
દાણા દાણા વેરાઇ જાશે મારા બાપલા.

સરલા— ૨૧

નવથા વ્હેમી નિર્દયનાથ, નિર્મળ નારી ઉપરે;
છે શુદ્ધ શિયળવ્રત મારૂં, નિશદીન ધ્યાન ધરૂં છું તારૂં.
શીદ આળ ચડાવે અકારૂં, નિર્મળ નારી ઉપરે.
પ્રણામ છેલ્લા તુજને પ્યારા;
દેખીશ દોષ ના લેશ તું મારા.
આશીષ આપે છે દીન દારા, થજો સદા શુભ તારૂં;
વ્હાલાં સુણી ઉપરે.

અંક બીજો સમાપ્ત.

## અંક ૩ જો.

મહેન્દ્ર— ૨૨

ભજીએ નિરાકારી તું
નિર્ગુણ અત્રીકારી તું.
રાખી સાચી નિવૃતી જાગીને જો જગતપતી.
ઠામ ઠામ ડગ ડગ દેખો દીવ્યકારી.
મહદ મહાકારીતું સગુણે છો સાકારી તું
નેતિ નેતિ કહી થાક્યા મહાવેરા ભારી;

મહેન્દ્ર— ૨૩

ઉષામાં લગની મુજ લાગી, એક પતિ કરી રહીશ હું રાગી.
એની લગનીમાં દેહ ઝુલાવીશ, અવર પતિ ભગિની સમ ત્યાગીશ.
પ્રતિમા હૃદયે ધારી રાખીશ, અવરતણી નહી ઇચ્છા
જેમ જેમ હું નિતિ રાખીશ, સ્વર્ગે સુખ હું મીઠાં ચાખીશ.
જોગી થઇ હું જંગલ વસાવીશ, પ્રભુ ભજન કરી મોક્ષ મીલાવીશ,
જેમ જેમ વૃતી ઉંચી રાખીશ, પ્રિતે પ્રભુના મુખને દાખીશ.

મહેન્દ્ર, ઉષા, સરયુ— ૨૪

આમ રીસાઇ શું
જાવ
રંગીલા રસીલા હઠીલા શું થાવ
માયા છોડી હું મુક્તિ માગીશ
મોહ મમતા હું પ્રિતે ત્યાગીશ
થાવું વાસી વનવાસી થઇને ઉદાસી

વ્રજવેલી થઇ વીંટાશું પ્યારા
નહીં કરી શું કદી તમને ન્યારા
નાથ સાથે રહી સદા કરી શું હુલ્લાસ.

નટખટ, જ્યા— ૨૫

જાઓ જાઓજી ધુતારા ઠગાર! છોડો ચાલા
કોઇ જોઇ જશે
ચિત્ત ચોર ચતુરાઈ જાણી તારી થાઓ ન્યારા
કોઇ જોઇ જશે
આવો ઉમંગે અલબેલી અલ્બેલાવોનાં
ફગથી દીવાચો બનાવોનાં હા શરમાવોનાં
જાઓ આધા હઠીલા દૂર થાવો છોડોને પાંભડી મારી
પ્યારી ન સતાવ—નહી તરસાવ ઉમંગે તું આવ
પ્રીયે પ્રેમ નાવ.

સરલા— ૨૬

બચાવો અબળા અંતરયામી અનાથના ઓ નાથ
બેલી સાચો તું જગનાથ.
બાંહ્ય ગૃહી નિજ બીરદગણી, વિભુ ભવજલ તારો અધાથ,
સંચિત ફુંકાં થઈ આપણી નાથ મુખ નિરખાર
કિયળ સાંભળી લેજે સાથવી નાદાર મારો નાથ
નહિંક સુધારજે સંગાથ,

સરલા—                    ૨૭

સૌભગ સાચું જગમાં ઓતું પ્રતિ થકી નિરધાર
પતિ થકી નિરધાર જગતમાં વરેતારી ભરથાર
અંધ જાણુતાં છતાં વરી સતી નર્મદાજી નિરધાર
સત્યે સાણા સુર્યદેવ કર્યો અવનીમાં અંધકાર
અવનીમા અંધકાર કર્યો નિજ પતિ તણો ઉધ્ધાર

ધતિંગ મંડળી-દેવલો—      ૨૮

ચાલ્યા જોગી જેલની કરવાને સેલ.
આશા બાંધી હતી અવનવિત ઉરમાં
ફૂટીગ્યા રીતુરી ફેલ અધવચમાં
રમતીતી રાણી થઇ રમઝમતી રંગમાં
ખેલ્યા ખુબ નવા નવા ખેલ મન ગમતા
હુદ્દા હંકાવ્યાતા હુકમથી હલકમાં
માગો હવે ઝોળી લઇ ટેલ ભુખે ભમતા

ઉષા—                    ૨૯

જોગણુ હું થાવું રે પ્રેમ ભસ્મ ધારી
માલ હાથ ધારી
ગળે શેલી ફૂંઢ માલ લઉ ભેખ ધરી વ્હાલ.
કોઇનાં સતાવોરે
મોહ માયા તજી આજ સાખું સુખ સાચું આજ
કોઇ ના મનાવોરે........

ઉષા-સરજુ-મહેન્દ્ર— ૩૦

આહાહા શું શું આપુરે ભોજનમાં મીઠા મેવા.
આપો આમ સ્વાદરે પ્રિતિમાં પ્રેમ મેવા.
આમ્રસ્વાદ અતિ ખાટોરે પ્રેમ ભુખ નવ ભાગેરે
ના નહિ એતો ભાવેરે.
સરસ રસ શેતુર સાકરીયા અનાર ઉત્તમ સ્વાદે ભરીયા
દ્રાક્ષ દ્રવિત થવે
ના નહિ એતો ભાવેરે.
એવા નહી મમ નાથ આરોગે મન મેવા ચાખે પ્રિતે ભોગે
હાં હાં એતો ભાવેરે સુરસ સ્વાદ આવેરે.

દરબારી— ૩૧

પામો યશય આજ અવનિમાં યશ અમાપ
પ્રિતથી પ્રજાને પાળીને રાજ સુપ્રેમે
હેતથી, ચિત્તથી નિત્ય ન્યાય કરીને જગમાં
અચળ અમલ તપજો તાજ સુનેમે.
હેતથી......

સર્વે—

૩૨

શાન્તિ સ્થાપી સહમતી આપી ક્લેશ કાપી,
ભુલી ભમાવ્યા ભેદ ભુલવણીમાં તેં
અનીતિને કાપી નીતિ આપી.
દીનનાથ તું દયાળ રાખ શરણે તુંજ બાળ,
કર્યાં પવિત્ર પ્રાણ પીડા હરીને,
જ્ઞાન ભાન દીધાં દીનને દયા કરીને.

